કોકટજ ગણાય છે, આ ત્રણે વર્ગમા ધર્મ સર્વશ્રેષ્ઠ છે કેમકે તે વિના અર્થ અને કામ સાધી શકાતા નથી

(૩)

જે મૂર્ખ માણસ મુશ્કેલીથી મેળવી શકાય એવો મનુષ્યાવતાર પામીને યત્ન પૂર્વક ધર્મ આચરતો નથી તે મહા કષ્ટથી મેળવેલ ચિંતામણિ રત્નને પ્રમાદને લીધે સમુદ્રમા ફેંકી દીધા જેવુ કરે છે ! ! !

(૪)

જે પ્રમાદી મનુષ્ય, મુશ્કેલીથી મેળવી શકાય એવા મનુષ્યભવને એળે ગુમાવે છે, તે સોનાના થાળમા ધૂળ નાખે છે અમૃત વડે પગ ધૂએ છે, ઉત્તમ હાથી પાસે લાકડાનો ભાર ઉચકાવે છે અને કાગડાને ઉરાડવાને હાથમા રહેલુ ચિંતામણિરત્ન ફેંકે છે ! ! !

(૫)

જે પામરજનો ! મળેલા ધર્મને ત્યજીને ભોગોની આશાએ ભટકતા ફરે છે તેઓ પોતાના ઘરમાના કલ્પ વૃક્ષને ઉખેડી ધત્તૂરાનુ ઝાડ રોપે છે, ચિંતામણિરત્ન મૂકી દઇને કાચનો ટુકડો લે છે, અને પહાડ જેવા ઉંચા (શરીરવાળા) હાથીના બદલામા ગધેડો પસંદ કરે છે ! ! !

(૬)

સંસારમા મહાકષ્ટે મનુષ્યાવતાર પામ્યો છતા જે મનુષ્ય વિષય સુખની તૃષ્ણાથી વ્યાકુળ થઇને ધર્મ

આચરતો નથી તે મૂર્ખશિરોમણિ સમુદ્રમા બુડતો છતા ઉત્તમ વહાણ ત્યજીને (તરવા માટે) પત્થરને વળગવા મથે છે!!!

(૭)

હે મનુષ્ય ! જો મોક્ષપદ મેળવવાનુ તારૂ મન હોય તો તીર્થંકરપર, ગુરૂપર, જિનમતપર, અને સંઘપર ભક્તિભાવ ધારણ કર, હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ વગેરેથી વેગળો ખસ, ક્રોધ વગેરે અંતરંગ શત્રુઓને જીતવા યત્ન કર, સહૃદયભાવ રાખ, ઇંદ્રિયોને સ્વાધીન કર, દાન, તપ, ભાવ અને વૈરાગ્ય પણ કર

(૮)

જિન ભગવાન્‌ની પૂજા પાપને લોપે છે, દુર્ગતિને નિવારે છે, આપત્તિનો નાશ કરે છે, પુણ્યને એકઠું કરે છે, લક્ષ્મીને વિસ્તારે છે, આરોગ્યને પોષે છે, સૌભાગ્યને કરે છે, પ્રીતિને ઉપજાવે છે, કીર્તિને ફેલાવે છે, અરે! સ્વર્ગ અને મોક્ષ પણ આપે છે

(૯)

જે અનન્ય શ્રદ્ધાવાન માણસ! જિનભગવાનની પૂજા કરે છે, તેને સ્વર્ગ ઘરના આગણા સમાન થાય છે, સામ્રાજ્યરૂપ લક્ષ્મી તેની સાથે રહેનારી થાય છે, તેના શરીરરૂપ ઘરમા સૌભાગ્ય વગેરે ગુણો પોતાની મેળે આવીને

વાસ કરે છે સંસાર સુખે તરવા યોગ્ય બને છે ! અને મોક્ષ પણ અનાયાસે હસ્તગોચર થાય છે

(૧૦)

જેમ કોઈ કોઈપર ગુસ્સે થયેલ હોય અને સામે ન જુએ તેમ, જિનભગવાનની પૂજા કરનાર મનુષ્યને ભય તો દ્રષ્ટિ જોતોજ નથી, ભયભીત બની ગઈ હોય તેમ, દરિદ્રતા તો તેનાથી દૂરજ નાસે છે, વૈરાગ્ય વાસનાવાળી સ્ત્રી જેમ પતિનો ત્યાગ કરે તેમ, દુર્ગતિ તેનો સંગ ત્યજે છે, સાચો મિત્ર જેમ સુખ-દુઃખમા તજતો નથી તેમ પ્રતાપ તેને મૂકતો નથી

(૧૧)

જે માણસ પુષ્પો વડે જિનભગવાનને પૂજે છે, તે હસમુખી દેવાંગનાઓના નેત્રો વડે પૂજાય છે, જે માણસ એકવાર તેમને વંદન કરે છે, તે ત્રણ જગતના લોકો વડે હમેશ વંદાય છે, જે માણસ તેમની સ્તુતિ કરે છે તેની સ્વર્ગમા ઇન્દ્રો સ્તુતિ કરે છે, અને જે તેમનુ ધ્યાન ધરે છે તે આઠે કર્મ રહિત બની યોગીજનો વડે ધ્યાન ગોચર થાય છે

(૧૨)

પોતાનુ હિત ઇચ્છનાર મનુષ્યે તેજ ગુરૂ સેવવા યોગ્ય છે કે જે પોતે નિસ્પૃહ છતા સત્યમાર્ગે

બીજાને તે માર્ગે ચલાવતા હોય છે, અને તેવા ગુરૂજ
પોતે તરે છે, અને બીજાને તારવા સમર્થ થાય છે

(૧૩)

જે કુબોધનો નાશ કરતા હોય, આગમનુ રહસ્ય
સમજાવતા હોય, સદ્‌ગતિ ને દુર્ગતિના માર્ગરૂપ પુણ્ય
અને પાપના ભેદ ખુલા પાડતા હોય તેમજ કૃત્ય અકૃ
ત્યનો તફાવત કરી આપતા હોય તેવા ગુરૂ વિના
સંસાર-સમુદ્રમા વહાણુ સમાન કોઇ હોઇ શકતા નથી

(૧૪)

નરકરૂપ ખાડામા ડબતા પ્રાણીને, ધર્મ અને અધ
ર્મનુ રહસ્ય સમજાવનાર ગુરૂ વગર બીજા કોઇપણ
-માતા, પિતા, ભાઇ, વ્હાલી સ્ત્રી, પુત્રાદિક, મિત્રવર્ગ
મદોન્મત્ત હાથી, સુભટ, રથ અને ઘોડારૂપ પરિવારવાળો
સ્વામી અને નોકર-ચાકર પણ રક્ષણ કરવા સમર્થ નથી

(૧૫)

હે મનુષ્ય ! તુ ભવનો અંત આણનારી ગુરૂની
આજ્ઞાનુ અત્યંત પ્રીતિપૂર્વક પાલન કર, તે વિના બધા
કાર્યો— દાન, મોજશોખનો ત્યાગ, તપસ્યા, ભાવના,
ઇન્દ્રિયદમન, સિદ્ધાંતપાઠ વગેરે—સેનાપતિ વગરના
સૈન્યની જેમ પોતપોતાનો આશય પારપાડવા સમર્થ નથી

(૧૬)

જિનશાસનરૂપ નેત્રો વગરના લોકો દેવને ને અદે
વને, સુગુરૂને ને કુગુરૂને, ધર્મને ને અધર્મને, સદ્ગુણને
ને દુર્ગુણને, કૃત્યને ને અકૃત્યને, હિતને ને અહિતને
બરાબર જોઈ શકતા નથી

(૧૭)

ડાહ્યા માણસો કહે છે કે દયારસમય એવો
સર્વજ્ઞનો સિદ્ધાંત જેમના કાને પડયો નથી તેમનો
મનુષ્યાવતાર ફોકટ છે, તેમનુ હૃદય નકામુ છે,
તેમના કાન જરૂર વગરના છે, તેમનાથી ગુણ અને
દોષનો ભેદ કરવો અસભવિત થઈ પડે છે, તેમને
નરકરૂપ અ ધકારમય કુવામા પડતા વારવા અશક્ય થઈ
પડે છે, અરે ! તેમની મુકિત થવી પણ કઠણ છે

(૧૮)

જે દુર્મતિ માણસ કરૂણારૂપ કરીયાણાના હાટ
સરખા જૈનમતને બીજા મત જેવો માને છે, તે અમૃતને
ઝેર જેવુ, પાણીને અગ્નિ જેવુ, તેજને અ ધકાર જેવુ,
મિત્રને શત્રુ જેવો, પુષ્પમાળને સર્પ જેવી, ચિ તામણિ
રત્નને ઢેફા જેવુ ને ચ દ્રકાંતિને ઉનાળાના ઘામ જેવી
માને છે

(૧૯)

જે ડાહ્યો માણસ જૈનમતને પૂજે છે, વિસ્તારે,
ચિ તવે છે અને ભણે છે તે ધર્મને શોભાવે છે, ૧

દૂર કરે છે, ઉ માગ ને નિવારે છે, મત્સરને ભેદે છે, અન્યાયને ઉખેડે છે, મિથ્યામતિને દૂર કરે છે, વૈરાગ્યને વિસ્તારે છે, ધ્યાનને પોષે છે અને તૃષ્ણાને ટાળે છે.

( ૨૦ )

જેમ રત્નનુ સ્થાનક રોહણાચળ, તારાનુ સ્થાનક આકાશ, કપવૃક્ષનુ સ્થાનક સ્વર્ગ, કમળનુ સ્થાનક તળાવ, ચદ્રસરખા નિર્મળ પાણીનુ સ્થાનક સમુદ્ર અને કાતિનુ સ્થાનક ચદ્રમા છે, તેમ ગુણોના સ્થાનરૂપ સઘ છે એમ માની તેની પૂજા કરો

( ૨૧ )

જે સસારનો ત્યાગ કરવા ઇચ્છતા હોઈ મુક્તિમાટે સાવધાન થાય છે, જેને પવિત્રતાથી તીર્થ ગણવામા આવે છે, જેના જેવો બીજો કોઈ નથી, જેને તીર્થંકર નમસ્કાર કરે છે, જેથી જનોનુ કલ્યાણ થાય છે, જેનો ઘણો મહિમા છે અને જેમા ગુણો વસે છે તે સઘની પૂજા કરો

( ૨૨ )

જે કલ્યાણેચ્છુ મનુષ્ય ! ગુણ સમૂહના ક્રીડાગૃહરૂપ સઘને સેવે છે, તેની સમીપમા સપત્તિ ત્વરાપૂર્વક આવે છે, કીર્તિ આલિગન આપે છે, બુદ્ધિ ઉત્સુકતાથી મેળવવા ઇચ્છે છે, સ્વર્ગીયલક્ષ્મી વારવાર આલિગન દેવા ઇચ્છે છે, અને મોક્ષ તો તેની સામે જોયા કરે છે

( ૨૩ )

જેમ ખેતીનુ મુખ્ય ફળ ધાન્ય છે તેમ જે (સઘ) ની ભક્તિનુ ફળ ખાસ કરીને તીર્થંકર વગેરે પદવી છે અને ખેતી કરતા જેમ ઘાસ ઉગી નીકળે છે તેમ ચક્રવર્તિપણુ અને દેવપણુ તો તે (મનુષ્ય) ને સામાન્ય રીતે મળે છે, જેનુ મહત્ત્વ વર્ણવવાને વાચસ્પતિની વાચા પણ, સમર્થ નથી એવો તે પાપ હરનાર સઘ, પોતાના ચરણો સ્થાપીને સજ્જનોના ઘર પાવન કરો

(૨૪)

સુકૃતનુ સ્થાન, દુષ્કૃત રૂપ રજ વિખેરવામા વટોળીયા રૂપ, સસાર-સમુદ્રમા વહાણુ સમાન, કષ્ટરૂપ અગ્નિપર મેઘઘટા સરખી, સપત્તિની સકેતસ્થળમા લઇ જનાર દૂતી સરખી, સ્વર્ગની નિસરણી, મુક્તિની પ્રિયસખી અને કુગતિની ભોગળ સરખી દયાજ પ્રાણી માત્રપર કરો, બીજા સઘળા પ્રયત્નોથી સર્યુ

(૨૫)

કદાચ શીલા પાણીપર તરે, સૂર્ય પશ્ચિમમા ઉગે, અગ્નિ કોઇ રીતે શીતળતા ધારણ કરે અને પૃથ્વીમડળ આખા જગત પર ફરી વળે તો પણ કોઇ રીતે હિસા પુણ્ય ઉપાર્જન કરતી નથી

જે માણસ પ્રાણીની હિંસાથી ધર્મ ઇચ્છે છે, તે અગ્નિથી કમળનું વન, સૂર્ય આથમ્યા પછી દિવસ, સર્પના મુખથી અમૃત, વિવાદથી સારાવાટ, અજીર્ણથી આરોગ્ય અને કાલકૂટ-વિષથી જીવન ઇચ્છે છે

( ૨૭ )

દયાથી ભીંજાયલું હૃદય, આયુષ્યને દીર્ઘ બનાવે છે, શરીરને મજબૂત કરે છે, ગોત્રને ઉન્નત બનાવે છે, ધનનો વધારો કરે છે, બળ ઘણું આપે છે, સ્વામીપણું ઉંચા પ્રકાર સ્થાપે છે, નિરંતર આરોગ્ય આપે છે અને ત્રણ જગત્ વડે વખાણવા યોગ્ય બને છે

( ૬૮ )

વિશ્વાસનું સ્થાન, વિપત્તિ દળનાર, દેવોએ આરાધનાર, સિંહ અને સર્પને થંભાવનાર, કલ્યાણનું વશીકરણ, સંપત્તિ આણી આપનાર, સૌજન્ય ઉપજાવનાર, કીર્તિરૂપ ક્રીડાનું વન, મહિમાનો ભંડાર અને પવિત્ર એવું સત્ય વચન છે

( ૨૯ )

ડાહ્યો માણસ ક્યારે પણ એવું અસત્ય વચન બોલતો નથી કે જેમ દાવાનળ વનને ભસ્મ કરે છે તેમ જે કીર્તિને ભસ્મ કરે છે, જેમ વૃક્ષનું કારણ પાણી છે

તમ જે દુ ખોનુ કારણ છે, અને જેમ સૂર્યના તડકામા છાયડા ન હોય તેમ જેમા તપ અને ચારિત્રની તો વાતજ સભવતી નથી

( ૩૦ )

અવિશ્વાસનુ મૂળ કારણ, કુવાસનાનુ ઘર, સમૃદ્ધિને રોકનાર, વિપત્તિનુ કારણ, અન્યને ઠગવામા બળવાન્ અને અપરાધનુ કારણ એવુ અસત્ય વચન ડાહ્યા માણસોએ ત્યજ્યુ છે

( ૩૧ )

જે માણસ સત્યવચન બોલે છે, તેને અગ્નિ તે જળ, સમુદ્ર તે સ્થળ, શત્રુ તે મિત્ર, દેવતાઓ તે સેવકો, જગલ તે નગર, પર્વત તે ઘર, સર્પ તે માળા, સિહ તે મૃગ, પાતાળ તે છિદ્ર, શસ્ત્ર તે કમળપત્ર, ગાંડાહાથી તે શીયાળ અને વિષમ તે સમ બને છે

( ૩૨ )

જે માણસ અદત્ત ગ્રહણ કરતો નથી, તેને મુક્તિ ઈચ્છે છે, સમૃદ્ધિ વરે છે, કીર્તિ મળે છે, સસારની પીડા ટળે છે, સદગતિ ઝખે છે, દુર્ગતિ સામુ જોતી નથી અને આપત્તિ તજે છે

( ૩૩ )

જે સુકૃત ઈચ્છનાર મનુષ્ય ! કઈપણ અદત્ત, ચોતાં

નથી તેનામા-જેમ કમળમા રાજહંસી વસે તેમ-ક થા ગુની પર પરા વસે છે, જેમ સૂર્યથી અ ધકાર દૂર નાસે છે તેમ-તેનાથી વિપત્તિ દૂર નાસે છે, જેમ નમ્ર પુરૂષને વિદ્યા સેવે છે તેમ-તેને મોક્ષ લક્ષ્મી સેવે છે

( ૩૪ )

બુદ્ધિમાન્ માણસ એવુ અદત્ત ગ્રહણુ કરવા કદિ પણ ઈચ્છતો નથી કે જે કીર્તિ અનેધર્મનો નાશ કરનાર છે, સર્વ અપરાધનુ કારણ છે, વધ અને બ ધનનુ નિમિત્ત ભૂત છે, દુષ્ટ અ ત કરણનુ જગાડનાર છે, દુર્ગતિનુ ખરેખર કારણ છે, સદ્દગતિનુ નિવારક છે અરે ! મરણ પણ નિપજાવનાર છે

( ૩૫ )

હિતેચ્છુજનોએ ચોરીનુ કાર્ય અવશ્ય ત્યજવા યોગ્ય છે કે જે અન્યજનોના મનને પીડા પમાડવાનુ ક્રીડાવન, હિ સાની ભાવનાનુ સ્થાન છે, પૃથ્વીમ ડળમા વ્યાપેલી આપત્તિરૂપ લતાનુ મેઘમ ડળ છે, દુર્ગતિરૂપ મનના માર્ગરૂપ છે, અને સ્વર્ગ અને અપવર્ગરૂપ નગ રની ભોગળ સમાન છે

( ૩૬ )

જે માણસે ત્રણ લોકમા ચિન્તામણિ રત્ન સમાન પોતાનુ શીલ રાખ્યુ છે તે કામી પુરૂષ પોતાની સ્ત્રીને બોલાવનો નથી તેમ પરસ્ત્રીને છોડતો નથી તેણે જગ

તમા અપયશનો ઢોલ વગડાવ્યો, ગોત્રમા મશનો કુચો દેવડાવ્યો, સયમને તિલાજલિ આપી, ગુણસમૂહરૂપ ઉપવનમા દાવાનળ સળગાવ્યો, સર્વ આપદાઓનુ સ્થાન થયો અરે! તેણે પોતાને માટે મોક્ષના દ્વાર પણ બધ કર્યા!!! (૩૭)

જે મનુષ્ય શીલ ધારણ કરે છે તેની વાઘ, સર્પ, પાણી અને અગ્નિ વગેરે વિપત્તિઓ નાશ પામે છે, દેવતાઓ તેની સનિધિમા રહે છે, કીર્તિ વિસ્તાર પામે છે, ધર્મની પુષ્ટિ થાય છે, પાપવૃત્તિ નાશ પામે છે, અરે! સ્વર્ગ અને અપવર્ગના સાધનો તેની સમીપમા આવે છે (૩૮)

નિર્મળ શીલ કુલનુ કલક હરે છે, પાપરૂપ કચરા ને ફેકી દે છે, સુકૃતને વધારે છે, પ્રશસાને વિસ્તારે છે, સુરવર્ગને નમાવે છે, ભય ડર ઉપસર્ગોને હણવે છે અને મોક્ષ પણ લીલામાત્રમા આપે છે

(૩૯)

શીલના પ્રભાવથી નિશ્ચે અગ્નિ પાણી બને છે, સર્પ ફુલમાળ બને છે, સિહ હરણ બને છે, મદોન્મત્ત હાથી અશ્વ બને છે, પર્વત પત્થરરૂપ બને છે, ઝેર અ થાય છે, વિઘ્નો  થાય છે, શત્રુ મિત્ર બને

અસુદ્ર ક્રીડાના સરોવર જેવો થાય છે અને અટવી ઘર
સરખી થાય છે

( ૪૦ )

જો પરિગ્રહ રૂપ નદીનુ પૂર વૃદ્ધિ પામ્યુ હોય તો
શી શી ખરાબી નથી કરતુ ? તે જડપુરૂષમા કલુષતા
ઉપજાવે છે, ધર્મરૂપ વૃક્ષોને મૂળમાથી ઉખેડી નાંખે
છે, નીતિ, દયા અને ક્ષમારૂપ કમલિનીને કલેશ પમાડ
છે, મર્યાદા રૂપ કીનારાને હચમચાવે છે, શુભ મન રૂપ
હંસને પ્રવાસ કરાવે છે–હંસને ઉરાડે છે

( ૪૧ )

ધનપર અત્યત પ્રીતિ કલેશરૂપ બાલહન્તીને
વિન્ધ્યાચળ સમાન છે, ક્રોધરૂપ ગીધપક્ષીઓને રહેવાને
સ્મશાન જેવી છે, વ્યસન–દુખરૂપ સર્પને રાફડાતુ ય
છે, દ્વેષરૂપ ચારને સધ્યા–સાજરૂપ છે, સુકૃત રૂપ
વનને દાવાનળ સમાન છે, મૃદુતારૂપ મેઘને વાયુ સમાન
છે અને નય–નીતિ રૂપ કમળને હિમ સરખી છે

( ૪૨ )

વિવેકીજનોએ એવો પરિગ્રહ ત્યજવા યોગ્ય છે કે
જે શાતિનો વિરોધી છે, અસતોષનો મિત્ર છે, મોહનુ
વિશ્રામસ્થાન છે, દુર્ધ્યાનને ક્રીડા કરવાના વનરૂપ છે,
આકુળ–વ્યાકુળતાનો ભડાર છે, મદ–અહકારનો મત્રી
છે અરે ! શોકનુ જ ઘર છે

( ૪૩ )

જેમ આ જગતમા ઘણા લાકડાઓવડે અગ્નિ તૃપ્ત થતો નથી, અને પાણીવડે સમુદ્ર ધરાતો નથી તેમ મનુષ્ય ઘણા ધનથી પણ સતોષ પામતો નથી, વળી તે મનુષ્ય એમ પણ વિચારતો નથી કે આ બધુ અહિ પડતુ મૂકીને બીજે અવતાર કરવા પડે છે તો શામાટે ફોકટ ઘણા પાપો કરૂ ?

(૪૪)

પોતાનુ કુશળઈચ્છવામાકુશળ મનુષ્યોએ ક્રોધને મૂળમાથી ઉખેડી નાખવો ઘટેછે કે જે ચિત્તને વિકૃત કરવામા મદિરાનો મિત્ર રૂપ છે, ભય ઉપજાવવામા સર્પનીજ આકૃતિ સમાન છે, શરીરનું શોષણ કરવામા અગ્નિનો બધુ છે અને જ્ઞાનનો નાશ કરવામા ખરેખર વિષવૃક્ષ જેવો છે (૪૫)

કલ્યાણની પક્તિરૂપ ફુલો ઉપજાવનાર તેમજ ઉપશમરૂપજળે સિચાયલુ એવુ તપ અને ચારિત્ર રૂપ વૃક્ષ હોયછે પરતુ જો તે ક્રોધરૂપ અગ્નિની સમીપતા સેવે તો તે ફળ ઉપજાવ્યા વગરજ ભસ્મ થઈ જાય છે

(૪૬)

તે ક્રોધ સત્પુરુષોએ ત્યજવા યોગ્ય છે કે જે અનેક દોષોથી સહિત સતાપને વિસ્તારે છે, વિનયને ભેદે છે, મિત્રભાવને તોડે છે, ઉદ્વેગને ઉપજાવે છે, અસત્યવચન

બોલાવે છે, ક્લેશ ધારણ કરાવે છે, કીર્તિનો નાશ કરે છે, દુર્બુદ્ધિ આપે છે, પુણ્યોદયનો નાશ કરે છે અને દુર્ગતિમાં પણ લઈ જાય છે (૪૭)

જેમ દાવાનળ વૃક્ષને બાળે તેમ ક્રોધ ધર્મને બાળે છે, જેમ હાથી વેલડીને ઉખેડી નાખે તેમ જે નીતિને ઉખેડી નાખે છે, જેમ રાહુ ચન્દ્રમાને કલંક ઉપજાવે છે તેમ જે મનુષ્યોની કીર્તિને કલંક લગાડે છે, જેમ પવન મેઘનો નાશ કરે છે તેમ જે સ્વાર્થનો નાશ કરે છે, અને જેમ ગ્રીષ્મઋતુ તૃષા કરાવે છે તેમ જે આપત્તિ આપે છે તેનો ક્રોધ દયાનો લોપ કરનાર હોવાથી શી રીતે કરવો ઘટે ? નજ ઘટે (૪૮)

હે મનુષ્ય તે માનરૂપપર્વતને યોગ્ય વર્તન વડે ત્યજ કે જે ન તરી શકાય તેવી નદી પ્રકટાવે છે, જેમાં ઉત્તમ પુરૂષોને પસંદ પડતા ગુણો નથી, જે હિંસાબુદ્ધિરૂપ ધૂમાડાથી ઢંકાયેલો છે, જેમાં ક્રોધરૂપ દાવાનળ બળે છે અને જેનાપર ચઢવું ઘણું કઠણ કામ છે

(૪૯)

અહંકારી મનુષ્ય મહોન્મત્ત હાથીની જેમ શો અનર્થ ઉપજાવતો નથી ? શાંતિરૂપ સ્તંભને ભાગી નાખે છે, નિર્મળ બુદ્ધિરૂપ નાડિને તોડે છે, દુર્વચનરૂપ

ધૂળનો સમૂહ ઉડાડે છે, સિદ્ધાંતરૂપ અંકુશને ગણકારતો નથી, પૃથ્વીપર સ્વચ્છંદરીતે ભટકે છે અને વિનય રૂપ ન્યાયમાર્ગનો વિનાશ કરે છે

( ૫૦ )

જેમ નીચ માણસ કરેલા ઉપકારનો નાશ કરે છે તેમ માન મનુષ્યના ત્રણે વર્ગનો વિનાશ કરે છે, જેમ વાયુ મેઘનો નાશ કરે છે તેમ તે યોગ્ય વર્તનનો નાશ કરે છે, જેમ સર્પ જીવનનો ક્ષય કરે છે તેમ તે પ્રાણીના વિનયનો નાશ કરે છે, જેમ મદોન્મત્ત હાથી કમલિનીને ઉખેડી નાખે છે તેમ તે ઉતાવળે કીર્તિને ઉખેડી નાખે છે ( ૫૧ )

હે મનુષ્ય ! જે અહંકાર પ્રાણીઓના સર્વ અભીષ્ટ સિદ્ધ કરાવનાર અને વિનયરૂપ જીવનનો નાશ કરે છે એવા જાતિ વગેરેના અહંકારરૂપ વિષથી ઉપજેલ વિષમ વિકારને મૃદુતાઅમૃતરસવડે શાંત કર

( ૫૨ )

હે મનુષ્ય ! તું તે માયાને દૂર કર કે જે કુશળ કરવામાં વંધ્યા સમાન ( નિષ્ફળ ) છે, સત્યવચનરૂપ સૂર્યના અસ્ત માટે સંધ્યાસમાનરૂપ છે, કુગતિરૂપ સ્ત્રીને પહેરવા માળારૂપ છે, મોહરૂપ હાથીને બાંધવાની શાળારૂપ છે, ઉપશમરૂપ કમળને હિમ સરખી છે, અપયશ

ગતી ભાજવાની રૂપ છે અને વ્યસન-દુ:ખની સહકાર કરનારી છે (૫૩)

જેઓ વિધવિધ ઉપાયોવડે માયા કરીને અન્યને ઠગવાનુ કરે છે, તેઓ મહા અજ્ઞાનતાના મિત્રરૂપ પોતેજ આત્માને સ્વર્ગ અને અપવર્ગના સુખોથી ઠગે છે-મુક્ત નાખે છે (૫૪)

જે દુષ્ટ ચિત્તવાળો મનુષ્ય ધનની આશાથી કપટની જાળ ગુથે છે, તે જેમ બીલાડો દૂધ પીતો છતા ડાગ જોતો નથી તેમ પરિણામે આવી પડતી અનર્થ પરપરાને નિચારી શકતો નથી

(૫૫)

કપટમા લપટ ચિત્તવાળા મનુષ્યની, મૂર્ખજનોને ઠગવામા કુશળ એવી જે ચતુરાઈ પ્રકટ થાય છે તે ભવિષ્યમા આ લોકની અદરજ તેને હેરાન કર્યા વિના જરતી નથી-રહેતી નથી

(૫ )

ધનવડે અધ બની ગયેલ બુદ્ધિવાળા લોકો, જે ધનમાટે ભયકર અટવીમા ભ્રમણ કરે છે, દેશ-દેશાતર ભટકે છે, અગાધ ઉંડા સમુદ્રપર પ્રવાસ કરે છે, કલેશ વગાડનાર ખેતી કરે છે, કૃપણ માલીકની સેવા કરે છે,

હાથીના સમૂહથી વ્યાપ્ત તેમજ જેમા પ્રવેશ ન થઇ શકે તેવા યુદ્ધમા ઉતરવા પણ દોરાય છે તે ખરેખર લોભ નુંજ પરિણામ છે (૫૭)

હે મનુષ્ય ! એવા લોભનો પરાભવ કર કે જે મોહ રૂપ વિષવૃક્ષનુ મૂળ છે, સુકૃતરૂપ સમુદ્રને શોષવામા અગસ્ત્ય ઋષિ સમાન છે, ક્રોધરૂપ અગ્નિના કાષ્ઠરૂપ છે, પ્રતાપરૂપ સૂર્યને ઢાકવા મેઘરૂપ છે, કલહનુ ક્રીડાગૃહ છે, વિવેકરૂપ ચ દ્રને રાહુરૂપ છે, આપત્તિરૂપ નદીઓને ધારણ કરવામા સમુદ્ર જેવો છે અને કીર્તિરૂપ લતાનો નાશ કર વામા બાલહસ્તીરૂપ છે (૫૮)

સઘળા ધર્મરૂપવનને બાળવાથી એકઠી થયેલી ભસ્મવાળા અને અપકીર્તિરૂપ ધૂમાડો પ્રસરાવનાર એવા જાજ્વલ્યમાન લોભરૂપ અગ્નિમા જ્ઞાનાદિ ગુણસમૂહ પ તગરૂપધારણ કરે છે-લોભ જ્ઞાના દિગુણોનો નાશ કરે છ

(૫૯)

જેઓ સઘળા દોષરૂપ અગ્નિનો નાશ કરવામા મેઘ સમાન સ તોષને ધારણ કરે છે તેમની પાસે કલ્પવૃક્ષ ઉગ્યો છે તેમના ઘરમા કામધેનુએ પ્રવેશ કર્યો છે, તેમની હથેળીમા ચિન્તામણિ-રત્ન છે, ધનભ ડાર તેમની સમીપમા આવે છે, જગત્ તેમને વશ વર્તે છે, અને

સ્વર્ગ તેમજ અપવર્ગની સપત્તિ તો તેમને સહજ મળી જાય છે (૬૦)

કોપાયમાન સર્પના મુખમા હાથ નાખવો સારો, જાજ્વલ્યમાન અગ્નિકુડમા ઝપાપાત કરવો સારો, ભાલાનો અગ્રભાગ ઉદરમા ઘોચવો પણ સારો પરતુ ડાહ્યા માણુને દુખના સ્થાનકરૂપ દુર્જનતા કદિપણ કરવી ઉચિત નથી (૬૧)

સર્જ્જનતાનેજ કીર્તિસમૂહ, દયાળુ, વૈભવ અને ભય નો નાશ કરનાર તરીકે ગણીને હે કુમતિ! તુ દુર્જનતા ધારણ કરવા તૈયાર થયો હોય તો પાણી સિચવાથી ઉગે તેવા ધાન્યપર અગ્નિ નાખવા જેવુ કાર્ય કરે છે

(૬૨)

સુજનતા રહિત માણુસો વૈભવ વગરના હોય તે સારૂ છે પરતુ દુર્જનતા કરી મેળવેલો મહાન્ વૈભવ તો સારો નથીજ, શરીરની સ્વાભાવિક કૃશતા ભવિષ્યમા શોભા આપે છે પરતુ સોજો ચડવાથી થયેલી સ્થૂલતા તો શોભતીજ નથી કેમકે પરિણામે તે ભયકરથઈ પડે છે

(૬૩)

સર્જ્જનોનુ ચરિત્રજ એવુ હોય છે કે તેઓ પારકાના

દોષો બોલતા નથી પરંતુ થોડાપણ ગુણ જગાતા હોય છે તેઓ પરકીય વૈભવ જોઇ મત્સર ધરતા નથી પરંતુ બીજાની પીડા જોઈ દુઃખ પામે છે, તેઓ સ્વપ્રશંસા કરતા નથી, વિનય ભાવ છોડતા નથી, મર્યાદાનુ ઉલઘન કરતા નથી અને અપ્રિય કહ્યા છતા ક્રોધ પણ કરતા નથી (૬૪)

જે કમઅક્કલ મનુષ્ય, ગુણીજનોનો સંગ ત્યજીને કલ્યાણ ઈચ્છે છે, તે દયાભાવ નાશ પામ્યે ધર્મને, ન્યાય ચુકયે યશને, આળસુ છતા વિત્તને, બુદ્ધિરહિત છતા કાવ્યને, ઉપશમ તેમજ દયાથી રહિત હોઈ તપને, અલ્પબુદ્ધિમાન્ છતા શાસ્ત્રને, આંધળો છતા પારકી વસ્તુ જોવાને અને ચંચળ ચિત્તવાળો છતા ધ્યાનને ઈચ્છે છે (૬૫)

ગુણવાન્ જનોની સંગતિ શી શી ઇષ્ટ સિદ્ધિ નથી કરતી ? ગર્વ હરે છે કુમતિ હણે છે, મોહને ભેદે છે, વિવેકીપણાને કરે છે, સંતોષ આપે છે, ન્યાયને પ્રસવે છે, ગુણ સમૂહને વિસ્તારે છે, કીર્તિને વધારે છે, ધર્મને ધારણ કરે છે અને દુર્ગતિને ટાળે છે

(૬૬)

હે ચિત્ત ! તુ વિશાળ બુદ્ધિ સંપાદન કરવાને, આપત્તિ ટાળવાને, ન્યાયપથમા વિહરવાને, કીર્તિ

મેળવવાને, ધર્મ સેવવાને, પાપને રોકવાને અને સ્વર્ગ તેમજ મોક્ષનુ સુખ અનુભવવાને ઇચ્છતુ હોય તો શુ ગુણીજનોની સગતિ કર (૬૭)

શુભેચ્છુજનો ગુણ રહિત જનોનો સમાગમ કદિ પણ ઇચ્છે ખરા ? કે મહિમારૂપ કમળને વિષે જે હિમની માફક આચરે છે, ઉન્નયરૂપ મેઘને વિષે જે પ્રચડવાયુના જેવુ વર્તન કરે છે, દયારૂપ બગીચામા જે હાથી જેવો છે, કલ્યાણરૂપ પર્વતને જે વજ્ર સરખો છે કુમતિરૂપ અગ્નિને જે કાષ્ઠસમાન છે અનીતિરૂપ લતાને જે કદસમાન છે (૬૮)

જે આત્માને કુમાર્ગે લઈ જવાને અડીયલ ટટ્ટુની જેમ વર્તે છે, કૃત્ય અને અકૃત્યના વિવેકરૂપ જીવનને હરણ કરવામા કાળાસર્પના જેવુ આચરણ કરે છે, પુણ્યરૂપ વૃક્ષને ફાડવામા કુહાડાનુ કામ કરે છે, અને વ્રતની મર્યાદા તોડી છે એવા ઇંદ્રિય સમૂહને જીતીને તુ પોતાનો શુભેચ્છક થા (૬૯)

હે મનુષ્ય ! સર્વ દોષના સ્થાનરૂપ ઇન્દ્રિયસમૂહ કે જે મહત્તાનો નાશ કરે છે, ન્યાયનુ ધોરણ તોડે છે, અકાર્ય કરવા પ્રેરે છે, અવિરતિ પ્રતિ પ્રેમ કરાવે છે,

કૃત્યાકૃત્યના વિવેકનુ ભાન ભૂલાવે છે તેમજ વિપત્તિ પણ આપે છે (૭૦)

હે મનુષ્ય ! કદાચ તુ મૌન ધારણ કર, ગૃહવા સનો ત્યાગ કર, આચારનુ રહસ્ય જાણ, સિદ્ધાતનું શ્રવણ કર, તપસ્યા કર, પરતુ કલ્યાણના સમૂહ રૂપ બગીચાને એદાન-મેદાન કરવામા પ્રચ ડવાયુ રૂપ ઇંદ્રિય સમૂહને જો તુ વશ કરી જાણતો ન હો તો ગખમા હોમેલ દ્રવ્યની માફક (ઉપરનુ) સર્વ નિરર્થક જાણ

(૭૧)

ધર્મનો નાશ કરવામા મુખ્ય, સત્યજ્ઞાનને ઢાકનાર, આપત્તિના વિસ્તારને વધારનાર, અકલ્યાણ કરવામા ચતુર, નિશ્ચે સર્વસ્વ નાશ કરનાર, આત્માનુ અહિતજ કરનાર, અન્યાયનો પક્ષકરનાર, સ્વેચ્છા મુજબ વર્તનાર કુમાર્ગના મુસાફરરૂપ ઇન્દ્રિયસમૂહનો જે મનુષ્ય જય કરતો નથી તે સુખી થતો નથી

(૭૧)

લક્ષ્મી નદીની પેઠે નીચ પ્રત્યે કુટીલપણે જાય છે, નિદ્રાની માફક જ્ઞાનનો નિરતર અતરાય કરે છે, મદિરાની માફક મદમસ્ત બનાવે છે, ધૂમાડાની માફક અધ પણાને આપે છે, વિજળીની પેઠે ચચળપણાને સેવે છે,

દાવાનળની માફકઉકળાટ વધારે છેઅનેસ્વચ્છ દીની જેમ સ્વેચ્છાપ્રમાણે ભટકે છે ( ૭૩ )

જેને વ શવારસદારો મેળવવા ઇચ્છે છે, ચોરો ચોરી જાય છે, રાજાઓ કોઈ બ્હાને લે છે, અગ્નિ ક્ષણવારમા ભસ્મ કરે છે, પાણી જરાવારમા ગળી જાય છે, જમી નમા દાટેલુ હોય તો બળાત્કારથી વ્યતરો હરણ કરે છે અને દુરાચારીપુત્રો નાશ કરે છે એવા ઘણાની અધી નતાભોગવતા ધનનેધિક્કાર થાઓ

( ૭૪ )

ડાહ્યા માણસો પણ ધનના ઇચ્છુક થઈને કેવુ કેવુ કષ્ટ ભોગવતા નથી ? નીચ જનપાસે જઈને ખુશામત કરે છે એટલુજ નહિ પર તુ તેમને લાખો નમસ્કાર પણ કરે છે, શત્રુના તેમજ દુર્ગુણી મનુષ્યના ઘણા ગુણગાન કરે છે અને કૃતઘ્ન સ્વામીની સેવાકરવામાપણ ખેદ ધરતા નથી--કંટાળાતા નથી ( ૭૫ )

જેમ સમુદ્રના પાણીના સ ગથી પાણી નીચે જાય છે, તેમ લક્ષ્મી નીચ પુરૂષ તરફ જાય છે, કમલિનીના સ યોગથી કાટાવાળી હોવાથી કોઇ પણ સ્થળે તે પોતાનો સ્થિરવાસ કરતી નથી, વિષના સમીપપણાની જેમ તે મનુષ્યના ચૈતન્યને સહજમા ગુમ કરે છે માટે ગુણી

જનોએ તેને ધર્મમાર્ગે વાપરી ફળ મેળવવુ ઘટે છે

( ૭૬ )

સત્પાત્રમા આપેલુ ધન ચારિત્રને ઉંચુ બનાવે છે, વિનયને વધારે છે, જ્ઞાનને ઉન્નત કરે છે, શાતિને પોષે છે, તપને બળવાન્ કરે છે, આગમને ઉલ્લસિત કરે છે, પુણ્યને ઉત્પન્ન કરે છે, પાપને ખપાવે છે, સ્વર્ગને આપે છે અરે ! મોક્ષ સુદ્ધા મેળવી આપે છે

( ૭૭ )

અનર્થનો નાશ કરનાર અને સપત્તિના કારણભૂત દાન જે પુરૂષ સત્પાત્રમા આપે છે તેને દરિદ્રતા જોતી નથી, દુર્ભાગ્ય પાસે આવતુ નથી, અપયશ ગવાતો નથી, પરાભવ ઇચ્છતો નથી, વ્યાધિ સૂકવતો નથી, દીનતા આદર કરતી નથી, ભય પીડતો નથી તેમજ સકટો હેરાન કરતા નથી ( ૭૮ )

જે પુરૂષ પુણ્ય નિમિત્તે પોતાનુ ધન અર્પે છે, તેને લક્ષ્મી ઇચ્છે છે, કીર્તિ જોવે છે, પ્રીતિ ચુબન કરે છે, સદ્ભાગ્ય સેવે છે, આરોગ્ય આલિગન કરે છે, કલ્યાણની પરપરા સમીપમા આવે છે, સ્વર્ગના ઉપભોગનુ સાધન વરે છે અને મોક્ષ ઇચ્છે છે.

( ૭૯ )

જે પુરૂષ પોતાનુ વિપુલ ધનરૂપ બીજ સાત ક્ષેત્રમા

વાવે છે, સમાધિ તેની નજીકમા આવે છે, કીર્તિ દાસી બને છે, સપત્તિ ઉત્કઠિત થાય છે, બુદ્ધિ સ્નેહાળ થાય છે, ચક્રવર્તિપણાની ઋદ્ધિ સારી રીતે સહવાસમા આવે છે, સ્વર્ગીયલક્ષ્મી હસ્તગત થાય છે અને મુક્તિરૂપ સપત્તિ પણ અભિલાષવાળી થાય છે

( ૮૦ )

પૂર્વોપાર્જિત કર્મરૂપ પર્વતને વજસમાન, કામરૂપ દાવાનળની જ્વાળાના સમૂહને શાત કરવાને પાણીરૂપ, ઇદ્રિયસમહરૂપ સર્પને મત્રાક્ષરરૂપ, વિઘ્નરૂપ અધકારને દિવસરૂપ, લબ્ધિ અને લક્ષ્મીરૂપ લતાનુ મૂળ એવુ વિવિધ પ્રકારનુ તપ કઈપણ સ્પૃહા વગરજ મનુષ્યે કરવુ જોઈએ ( ૮૧ )

જેથી વિઘ્નપરપરા ઘટતી જાય છે, દેવતાઓ દાસ બને છે, કામ શાતિ પામે છે, ઇદ્રિય સમૂહનુ દમન થાય છે, કલ્યાણ પ્રસરે છે, મોટીસપત્તિઓ વિકાસ પામે છે, કર્મનો સમૂહ નાશ પામે છે, સ્વર્ગ મળે છે અને મોક્ષ સ્વાધીન થાય છે એવુ તપ વખાણવા યોગ્ય નથી શુ ? અવશ્ય છે ( ૮૨ )

જેમ વનરહિત બાળવાને અગ્નિ વગર બીજો કોઈ પદાર્થ યોગ્ય નથી, અગ્નિને શાત કરવા મેઘ વગર બીજો કોઈ પદાર્થ યોગ્ય નથી, મેઘને હઠાવવા પવન વગર

બીજો કોઈ પદાર્થ યોગ્ય નથી તેમ કર્મસમૂહને હણવા તપ સિવાય બીજો કયો પદાર્થ યોગ્ય હોઈ શકે? કોઈ નહિ (૮૩)

જેનુ સંતોષરૂપ જાડુ મૂળ છે, શાંતિરૂપ ઘટા છે, શ્રુત સ્કંધરૂપ વિસ્તાર છે, પાંચ ઇંદ્રિયોના રોધરૂપ શાખા છે, સુશોભિત અભયદાનરૂપ પાંદડા છે, શીલસંપત્તિરૂપ નવપલ્લવ છે, શ્રદ્ધારૂપ પાણી છાંટવાથી વિસ્તીર્ણ કુલ, બલ, ઐશ્વર્ય ને સૌંદર્યના ભોગ અને સ્વર્ગ પ્રાપ્તિરૂપ ફુલો છે એવુ તપરૂપ વૃક્ષ શિવસુખ ફળ દેનાર છે (૮૪)

જેમ નિરંતર પુરૂષપર સુવતિએ કરેલા કટાક્ષ, કદરરહિત સ્વામી માટે ઉઠાવવામાં આવેલ સેવા, પત્થર પર રોપવામાં આવેલ કમળ અને ખારી જમીનપર ચોમેર થયેલ વૃષ્ટિ નિષ્ફળ થાય છે તેમ જિનપૂજા, તપ, સ્વાધ્યાય ને અભ્યાસ એ સર્વ ક્રિયાઓ ભાવના વગર નિષ્ફળ થાય છે (૮૫)

જે મનુષ્ય બધુ જાણવા ઇચ્છતો હોય ધર્મ ઇચ્છતો હોય દયા ધારણ કરવા ઇચ્છતો હોય, પાપને માપવા–અટકાવવા ઇચ્છતો હોય ક્રોધનુ ખંડન કરવા ઇચ્છતો હોય, કલ્યાણનો વધારો કરવા ઇચ્છતો હોય અને સંસા

રનો પાર પામવા ઇચ્છતો હોય તેણે ભાવના ભાવવી જોઇએ. (૮૬)

હે મનુષ્ય! વિવેક-વનને પાળ સરખી, શાંતિનું સુખ ઉપજાવનારી, સંસાર સમુદ્રમાં વહાણરૂપ, મદનરૂપ દાવાનળને મેઘ૫ કિનારૂપ, ચચળ ઇંદ્રિયરૂપ મૃગને વશ કરવામાં જાળ સમાન, મોટા પર્વતરૂપ કષાયને વજ્રસમાન અને મુક્તિમાર્ગ માં ઉપડી જનાર ગાડી સરખી ભાવના જ કર, બીજું શા માટે કરવું જોઇએ?

(૮૭)

હે મનુષ્ય! શાસ્ત્ર તે ઘણું મન દીધું, સમસ્ત જિનાગમ ભણ્યો, પ્રચંડ ક્રિયાકાંડ કર્યા, વારંવાર પૃથ્વીપર શયન કર્યું, તીવ્ર તપ તપ્યો, ચારિત્ર પણ ઘણો વખત પાળ્યું છતાં જો મનમાં શુભ ભાવના થઇ નહિ તો તે સર્વ અનુષ્ઠાનો ફોતરા વાવવારૂપ-નિષ્ફળ જાણ

(૮૮)

હે મનુષ્ય! અશુભ કર્મને ધોઇ નાખવા જળરૂપ, મદોન્મત્ત ઇદ્રિયરૂપ હાથીને અંકુશરૂપ, કુશળતારૂપ ફુલના ઉદ્યાનરૂપ, ઉન્મત્તમનરૂપ માંકડાને બાંધવાને સાંકળરૂપ, વિરતિરૂપ સ્ત્રીને ક્રીડા કરવાને ઘરરૂપ, કામરૂપ જ્વરના ખરેખર ઔષધરૂપ અને મોક્ષમાર્ગ પ્રતિ પ્રયાણ કરવાને રથરૂપ વૈરાગ્યને વિચારી નિર્ભય બન.

(૮૯)

જેમ પ્રચંડવાયુ મેઘઘટાને વિખેરી નાખે છે, દાવાનળ વૃક્ષોનો નાશ કરે છે, સૂર્યનું બિંબ અંધકાર સમૂહને દૂર કરે છે, વજ્ર પર્વતોના ચૂરેચૂરા કરી નાખે છે તેમ એક વૈરાગ્યજ બધા કર્મોનો નાશ કરી શકે છે

(૯૦)

જો ક્રૂર અપરાધ ટાળનાર એક વૈરાગ્યજ હૃદયમાં સ્ફુરતો હોય તો દેવોને કરેલો નમસ્કાર, સદ્‌ગુરૂની ચરણસેવા, અત્યંત શ્રમના સ્થાનરૂપ તપ, ગુણીજનનો સમાગમ, એકાંતવાસ અને ઇંદ્રિયદમનની વિદ્યા મોક્ષ આપનાર થઇ શકે છે (૯૧)

ભોગોને કૃષ્ણસર્પ જેવા, રાજ્યને ધૂળ જેવું, કુટુંબવર્ગને બંધનરૂપ, વિષયોને ઝેરમિશ્રિત અન્ન જેવા, વૈભવને ગળસદૃશ અને સ્ત્રીસમૂહને તરખલા તુલ્ય માનીને તેમના પર આસક્તિ વગરનો આકુળ–વ્યાકુળ ચિત્ત રહિત પુરૂષ મુક્તિ મેળવે છે

(૯૨)

જિનેન્દ્રની પૂજા, ગુરૂની ઉપાસના, પ્રાણી માત્રપર દયાભાવ, શુભ પાત્રમાં દાન, ગુણીજનપર પ્રીતિ, આગમનું શ્રવણ, આ–સર્વ મનુષ્ય જન્મરૂપ વૃક્ષના ફળો છે

(૯૩)

હે મનુષ્ય ! ત સવાર, બપોર અને સાંજ

દેવપૂજા કર, યશમા વધારો કર, લક્ષ્મીને સુપાત્રમા વાવર, ન્યાયમાર્ગમા મન આણ, કામ ક્રોધ વગેરે શત્રુઓને દગી નાખ, પ્રાણીઓપર દયા કર, જિનસિદ્ધાતને સાભળ અને મુક્તિલક્ષ્મી વેગથી વર

( ૯૪ )

હે મનુષ્ય ! વીતરાગ પ્રભુની પાદસેવા કરીને, સાધુજનને નમસ્કાર કરીને, અધર્મીજનોનો સગ ત્યજીને સુપાત્રમા ધન વાવરીને, ઉત્તમમાર્ગે ચાલનારાઓના પગલે ચાલીને, અતરગ શત્રુઓને જીતીને અને નમસ્કાર મત્રનુ સ્મરણ કરીને સુખને સ્વાધીન કર

( ૯૫ )

ચતુર પુરૂષોએ સુલભ એવા ન્યાયમાર્ગપર એવી રીતે ચાલવુ જોઇએ કે જેથી ચદ્રના કિરણ જેવી ઉજ્જ્વળી કીર્તિ પ્રસરે, ઉદય કરનારી ગુણ શ્રેણિ પ્રકટે અને પાપનો નાશ કરનારી ધર્મવૃત્તિ જાગૃત થાય

( ૯૬ )

આશ્ચર્યનીવાત છે કે કોઇપણ પ્રકારના ઐશ્વર્ય–આડાબર વિના સ્વાભાવિકરીતેજ મહાપુરૂષોના આ આભૂષણો ગણાય છે જેમકે હાથે કરીને ઉત્તમદાન, ગુરૂના પાદપ્રણમન, મુખમા સત્યવચન, કાનમા ભણેલુ–ગણેલુ શ્રુતજ્ઞાન, હૃદયમા નિર્મલવૃત્તિ અને બાહુમા પુરૂષાર્થ

( ૯૭ )

હે મનુષ્ય ! જો તુ ન નારરૂપ અટવી મૂકીને મુક્તિ નગર તરફ જવા ઈચ્છતો હો તો વિષયરૂપ વૃક્ષતળે નિવાસ ન કર, કારણકે તેની છાયા પણ અજ્ઞાન ફેલાવ નારી છે અરે ! તેને લીધે તો આ પ્રાણી એક પગલુ પણ આગળ વધવા સમર્થ થતો નથી

( ૯૮ )

ચ દ્રની કાંતિ અને સૂર્યનો પ્રકાશ પણ જે ( માન સિક ) અ ધકારરૂપ કચરાને દૂર કરતા નથી તે આ થોડો ઉપદેશ સાભળવામા આવ ા નાશી જાય છે

( ૯૯ )

તે સોમપ્રભસૂરિએ આ સૂક્તિમુક્તાવલી રચી છે કે જે અજિતદેવસૂરિના પાટરૂપ આકાશમા સૂર્યરૂપ વિજયસિ હસૂરિના ચરણકમળમા ભ્રમરરૂપ હતા

( ૧૦૦ )



## આ ગ્રંથમાં આવતા વૃત્તોના લક્ષણો

શાર્દૂલવિક્રીડિતવૃત્ત

आद्याश्चेद् गुरवस्त्रय प्रियतमे षष्ठस्ततश्चाष्टमो
नन्दैकादशनस्त्रयस्तदनु चेदष्टादशाद्यौ तत ।
मार्तण्डैर्मुनिभिश्च यत्र विरति पूर्णेन्दुबिम्बानने
तद्वृत्तं प्रवदन्ति काव्यरसिका शार्दूलविक्रीडितम् ॥

( १ ) श्रुतबोध श्लो ४३ मो

ઉપજાતિવૃત્ત.

यत्रद्वयोरप्यनयोस्तु पादा भवन्ति सीमन्तिनि चन्द्रकान्ते ।
विद्वद्भिरेषा परिकीर्तिता सा प्रयुज्यतामित्युपजातिरेषा ॥

( २ ) श्लो २३ मो

[illegible]વૃત્ત.

यस्या त्रिपञ्चसप्तममक्षरं स्याद् ह्रस्वं सुजङ्घे नवमं च तद्वत् ।
गत्या विलज्जीकृतहंसकान्ते तामिन्द्रवज्रा ब्रुवते कवीन्द्रा ॥

( ३ ) श्लो २१ मो

મંદાક્રાંતાવૃત્ત

चत्वार प्राक् सुतनु गुरवो द्वादशैकादशौ चे-
न्मुग्धे वर्णौ तदनु कुमुदामोदिनि द्वादशान्त्यौ ।
तद्वच्चान्त्यौ युगरसहयै यत्र कान्ते विरामो
मन्दाक्रान्ता प्रवरकवयस्तन्वि तां मन्त्रयन्ते ॥ १८ ॥

( ४ )

शिखरिणीवृत्त

यदा प्राच्यो ह्रस्व कमलनयने षष्ठकपरा–
स्ततो वर्णा पञ्च प्रकृतिसुकुमाराङ्गि लघव ।
त्रयोन्ये चोपान्त्या सुतनु जघनाभोगसुभगे
रसैर्रुद्रैर्यस्या भवति विरति सा शिखरिणी ॥ ४० ॥

(५)

वंशस्थवृत्त

उपेन्द्रवज्राचरणेषु सन्ति चे–दुपान्त्यवर्णा लघव क्लापदा।
मदोक्षमदृजितकामकार्मुके वदन्ति वंशस्थमिदं बुधास्तदा ॥

( ६ ) श्लो ३३ मो

मालिनीवृत्त

प्रथममगुरुषट्क विद्यते यत्र कान्ते
तदनु च दशम चेदक्षर द्वादशान्त्यम् ।
करिभिरथ तुरङ्गैर्यत्र कान्ते विराम
सुकविजनमनोज्ञा मालिनी सा प्रसिद्धा ॥ ३८ ॥

( ७ )

हरिणीवृत्त

सुमुखि लघव पञ्च प्राच्यास्ततो दशमान्तिक
तदनु ललितालापे वर्णौ यदि त्रिचतुर्दशौ ।
प्रभवति पुनर्यत्रोपान्त्य स्फुरत्करकङ्कणे
यतिरपि रसै वेदैरश्वै स्मृता 'हरिणीति' सा ॥ ३९ ॥

वसन्ततिलकावृत्त

आद्य द्वितीयमपि चेद्गुरुतच्चतुर्थं
यत्राष्टम च दशमान्त्यमुपान्त्यमन्त्यम ।
कामाङ्कुशाङ्कितशाभिमतङ्गजेन्द्रे
कान्ते वसन्ततिलका किल ता वदन्ति ॥ ३७ ॥

(९)

उपेन्द्रवज्रावृत्त

यदीन्द्रवज्राचरणेषु पूर्वे भवन्ति वर्णा लघव सुवर्णे
अमन्दमाद्यमदने तन्वानी सुपेन्द्रवज्रा कथित कवीन्द्रै ॥२२॥

(१०)

इन्द्रवंशावृत्त

यस्यामशोकाङ्कुरपाणिपल्लवे वामाद्यपादा गुरुपूर्णवर्णका ।
तारुण्यहेलारतिरङ्गलास्ये तामिन्द्रवंशा कवय प्रचक्षते ॥

(११) श्लो ३४ मो

पृथ्वीवृत्त

द्वितीयमपि कुन्तले यदि षडष्टम द्वादश
चतुर्दशमथ प्रिये गभीरनाभिह्रदे ।
सपञ्चदशमान्तिक तदनु यत्र कान्ते यति–
र्गिरीन्द्रफणिभृत्कुले भवितसुभ्रु पृथ्वी हि सा ॥ ४१ ॥

(१२)

૨૧ વરાવૃત્ત.

चत्वारो यत्र वर्णा प्रथममलघव षष्ठक सप्तमोऽपि
द्वौ तद्वत्षोडशाद्यौ मृगमदमुदिते षोडशान्त्यौ तथान्त्यौ ।
रम्भास्तम्भोरु कान्ते! मुनिमुनिमुनि दृश्यते चेद्विरामो ।
बाले वन्द्ये कवीन्द्र सुतनु निगदिता स्रग्धरा सा प्रसिद्धा ॥
( १२ ) श्लो ४८ मो



હે પૂર્ણિમાના ચદ્રસરખા મુખવાળી પ્રિયતમે ! જે પદ્યનો પહેલો, બીજો, ત્રીજો, છઠ્ઠો, આઠમો, બારમો, તેરમો, ચૌદમો, સોળમો અને સત્તરમો અક્ષર દીર્ઘ હોય અને બારમા તેમજ સાતમા અક્ષરપર વિશ્રામ લેવાતો હોય તે વૃત્તને કાવ્યરસિકજનો 'શાર્દૂલવિક્રીડિતવૃત્ત' કહે છે (૧)

હે ચદ્રમાસરખી કાંતિવાળી સ્ત્રી ! જેના પહેલા અને ત્રીજા પદ્યમા ઇંદ્રવજ્રાના તેમ બીજા અને ચોથામા ઉપેંદ્રવજ્રાના બે ચરણો હોય તેને પ્રાચીનવિદ્વાનોએ 'ઉપજાતિવૃત્ત' કહેલુ છે (૨)

હે કોમલાંગિણી ! જે પદ્યનો પહેલો, બીજો, ત્રીજો, ચોથો, અગ્યારમો, તેરમો, ચૌદમો, સોળમો અને સત્તરમો અક્ષર દીર્ઘ હોય અને ચોથા, છઠ્ઠા તેમજ સાતમા અક્ષર પર વિશ્રામ લેવાતો હોય તેને ઉત્તમ કવિઓ 'મદાક્રાંતાવૃત્ત' કહે છે (૩)

ગતિવડે હસણીને શરમાવનાર ઉત્તમજ ઘાવાળી હે સ્ત્રી ! જે પદ્યનો, ત્રીજો, છઠ્ઠો, સાતમો અને નવમો અક્ષર હ્રસ્વ હોય તેને કવિજનો 'ઇંદ્રવજ્રાવૃત્ત' કહે છે

(૪)

હે જઘનભોગવડેસુભગ કમલનયાન સ્ત્રી ! જે પદ્ય નો પહેલો અક્ષર હ્રસ્વ હોય અને ત્યારપછી સાતમો આઠમો, નવમો, દશમો અને અગ્યારમો હ્રસ્વ હોય, ચૌદમો, પંદરમો અને સોળમો ઉપાત્ય અક્ષર હ્રસ્વ હોય તેમજ છઠ્ઠા અને સાતમાઅક્ષરપર વિશ્રામ હોય તેને 'શિખરિણીવૃત્ત' કહે છે (૫)

મદવડેઉલ્લાસપામતાભ્રમરવડેકામધનુષ્યનો તિરસ્કાર કરનારી હે સ્ત્રી ! ઉપેંદ્રવજ્રાના ચારે ચરણોના અગ્યારમા અક્ષરો જો હ્રસ્વ હોય તો તેને વિદ્વજ્જનો 'વંશસ્થવૃત્ત' કહે છે (૬)

હે કાંતે ! જે પદ્યના પહેલા છ અક્ષરો તેમજ દશમો અને તેરમો અક્ષર હ્રસ્વ હોયઅનેજેનાસાતમા તેમજ આઠમા અક્ષરપર વિશ્રામ હોય તે કવિજનોને પ્રિય એવું 'માલિનીવૃત્ત' કહેવાય છે (૭)

શોભાયમાન કંકણો ધારણ કરનારી અને સુંદર મુખવાળી હે સ્ત્રી ! જેના પહેલા પાંચ અક્ષરો હ્રસ્વ હોય, અગ્યારમો, તેરમો, ચૌદમો અને સોળમો પણ હ્રસ્વ હોય તેમજ છઠ્ઠા ચોથા અને સાતમા અક્ષરપર વિશ્રામ હોય તે 'હરિણીવૃત્ત' કહેવાય છે (૮)

કામરૂપ અ કુશવ- કામિપુરૂષરૂપ હાથીઓને અ કુશમા આણુનાર હે સ્રી ! જે પદનો પહેલો, બીજો, ચોથો, આઠમો, અગ્યારમો અને તેરમો અક્ષર દીર્ઘ હોય તેમજ જેના આઠમા અને છઠ્ઠા અક્ષર વિશ્રામ લેવાતો હોય તેને ' વસતતિલકાવૃત્ત ' કહે છે

( ૯ )

અતિશય મદ કરતા મદનવાળી હે સ્રી ! ઈંદ્રવજાના ચારે ચરણોના જો પહેલા અક્ષરો હ્રસ્વ હોય તો તેને કવિજનોએ ' ઉપદ્રવજાવૃત્ત ' કહેલ છે

( ૧૦ )

અશોકના અકુરસરખાહાથવાળી અને યૌવનની લીલાનારગની લાલસાવાળી હે સ્રી ! જે પદમા વશસ્થના ચારે ચરણોના જો પહેલા અક્ષરો દીર્ઘ હોય તો તેને 'ઈંદ્રવશાવૃત્ત' કહેલ છે (૧૧)

ભ્રમરના સરખા કેશવાળી અને ગભીર નાભિ પ્રદેશવાળી હે સ્રી ! જે પદનો બીજો, છઠ્ઠો, આઠમો, બારમો, ચૌદમો, પદરમો અને સત્તરમો અક્ષર ગુરૂ હોય તેને કવિજનો ' પૃથ્વીવૃત્ત ' કહે છે

( ૧૨ )

ઉળના ન્તભ મરખી જ ધાવાળી હે સખી! જે પદ્યનો પહેલો, બીજો, ત્રીજો, ચોથો, છઠ્ઠો, સાતમો, ચૌદમો પંદરમો, સત્તર, અઢારમો, વીસમો અને એકવીસમો અક્ષર દીર્ઘ હોય તેમજ સાત સાત અક્ષરપર વિશ્રામ લેવાતો હોય તેને કવિજનો ' સ્રગ્ધરાવૃત્ત ' કહે છે

( ૧૩ )



